# જ્ઞાનબોધક સભાના

# સુબોધ ગ્રન્થાવળી.

## નંબર ૨-૩ જો તથા શિવસ્તવન.



જૈન વિદ્યાવિજય પ્રિન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

કિંમત ૦-૨-૦

જ્ઞાનબોધક સભાની

# સુબોધ ગ્રન્થાવળી.

## નંબર ૨-૩ જો તથા શિવસ્તવન.

રચનાર.

**મહાસુખરામ નરસિંહરામ ભટ્ટ.**

[વિવિધ જ્ઞાનનો સારાંશ, કપડવણજનું વર્ણન વગેરેનો કર્તા]

વતન કપડવણજ, હાલ મુકામ. દોરા.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**ભુખણદાસ ત્રિકમદાસ પટેલ.**

દોરા જ્ઞાનબોધક સભાના પુસ્તકાલયના સેક્રેટરી.



શ્રી જૈનવિદ્યાવિજય પ્રિન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

સંવત ૧૯૬૨. સને ૧૯૦૬.

કિંમત ૦-૨-૦ ટપાલ ખર્ચ જુદું.

# સભા સંબંધી જાણવાજોગ હકીકત.

૧. ભરૂચ જીલ્લાના આમોદ તાલુકામાં પાલેજ સ્ટેશનથી પશ્ચિમે ત્રણ ગાઉ ઉપર દોરા નામે ગામ છે, તેમાં તા. ૩–૮–૦૪ ને રોજથી એક સભા સ્થાપન થઇ છે; જેનું નામ "દોરા જ્ઞાન બોધક સભા છે."

૨. આ સભામાં પ્રસગોપાત વિવિધ વિષય ઉપર ભાષણ આપવામાં આવે છે. દર વરસે એક જનરલ સભા ભરવામાં આવે છે. પહેલી જનરલ સભા તા. ૯–૧૦–૦૪ ને રોજ આમોદ તાલુકાના માજી સરકલ ઇન્સ્પેકટર રા. મણિલાલ પુરૂષોત્તમ ભટ્ટ બી. એ. ના પ્રમુખપણા નીચે મળી હતી. બીજી જનરલ સભા તા. ૮–૧–૦૫ ને રોજ ભરૂચ જીલ્લાના માજી ડે. એ. ઈ. ગગલભાઈ વનમાળી પાઠક સાહેબના પ્રમુખપણા નીચે મળી હતી. ત્રીજી જનરલ સભા તા. ૨૨–૨–૦૬ ને રોજ ભરૂચ જીલ્લાના માજી સે. આ. ડે. એ. ઇન્સ્પેકટર સાહેબ હીરાલાલભાઇના પ્રમુખપણા નીચે મળી હતી.

૩. આ સભાને અંગે એક લાયબ્રેરી ઉઘાડવામાં આવી છે, જેમાં પુસ્તકોની સંખ્યા હાલ ૪૩૯ ની છે.

૪. આ સભામાં ગામના સદ્ગૃહસ્થો સિવાય ભરૂચ નં. ૬ ઠ્ઠાની સ્કુલના હેડ માસ્તર રા. મોહનલાલ જગજીવન, આ-

મોદ મુખ્ય સ્કુલના હેડ માસ્તર રા. મુળશંકર અમથાભાઈ, દાંદાના તલાટી રા. લલ્લુરામ બાપુરામ, આમોદ ઈંગ્રેજી સ્કુલના હેડ માસ્તર રા. જેશંકરભાઈ, કુરચણના મહેતાજી રા. અભેશંગ ગલાબશંગ તથા મેસરાડના મહેતાજી પુરૂષોત્તમ જગન્નાથ તરફથી ભાષણ આપવામાં આવ્યાં હતાં.

૫. આ સભા તરફથી વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવા એક "કેળવણી પ્રસારક" નામનું ફંડ ખોલવામાં આવ્યું છે; તેમાંથી આજ દિન સુધીમાં રૂ. ૭૫–૧૫–૩ પુસ્તકો, લુગડાં તથા મીઠાઈ વગેરેમાં ખરચ કરવામાં આવ્યા છે.

૬. ઉંચા ધોરણના વિદ્યાર્થીઓને સારા નિબંધ લખવામાં ઉત્તેજન આપવા ઠરાવ રાખ્યો છે, તે મુજબ આજ સુધીમાં ઇશ્વર રણછોડને રૂ. ૧–૦–૦; મોહન ગોવિંદને રૂ. ૧–૮–૦; વહેરીભાઈ લખાભાઇને રૂ. ૧–૦–૦; ઝવેર જેશંગભાઇને રૂ. ૦–૮–૦; પસલા નારશંગને કસરતમાં રૂ. ૧–૦–૦; તેલોદના રહીશ પુંજારામ પ્રભાશંકરને રૂ. ૧–૦–૦; તથા મણીશંકર હરગોવિંદને રૂ. ૦–૮–૦ એ રીતે ઉત્તેજન આપવામાં આવ્યું છે.

૭. સભાના મેમ્બરો પાસેથી રૂ. ૧–૦–૦ દર વરસે લેવામાં આવે છે, તેમાંથી માસીક ચોપાનીઆં તથા વર્તમાન પત્રો મંગાવવામાં આવે છે.

૮. આ સભા તરફથી સુબોધ ગ્રન્થાવળી નંબર ૧ લો

તથા સભાનો રીપોર્ટ એ રીતે બે પુસ્તક બહાર પાડવામાં આ-વ્યાં છે, અને આ ત્રીજું પુસ્તક છે.

૯. આ પુસ્તકની સાથે શિવસ્તવન છપાવવાની પરવા-નગી કપડવણજના રહીશ રા. રા. દોલતરામ નરસિંહરામ તરફથી મળી છે, જેથી તેઓ ભાઈનો આ સ્થળે હું ઘણો ઉ-પકાર માનું છું.

૧૦. આ પુસ્તકની ઉપજેલી કિંમતમાંથી ખરચ બાદ જતાં બાકી રહેલી રકમ ધરમાદા ખાતે કેળવણી પ્રસારક ફં-ડમાં આપવામાં આવશે.

૧૧. કેળવણી પ્રસારક ફંડમાં જો સારી રકમ પ્રભુ કૃપા-એ એકઠી થશે, તો આ સભા તરફથી એક ચોથા ધોરણ સુધી અભ્યાસ થઈ શકે તેવી ઇંગ્રેજી સ્કુલ ઉઘાડવામાં આવશે. આ સંબંધી જુદાં વિનંતિ પત્ર આ સભા તરફથી છપાવી પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. તા. ૧-૯-૦૬.

લી. નમ્ર સેવક.

ભુખણદાસ ત્રિકમદાસ પટેલ.

ડોરા જ્ઞાનબોધક સભાના પુસ્તકાલયના સેક્રેટરી.



# જ્ઞાનબોધક સભાની ગ્રન્થાવળી.

## નંબર ૨ જો.



### જ્ઞાતિનું શ્રેય થવા.

#### ઈશ્વર સ્તુતિ.

પ્રભુ ભવ તારનાર, અધમ ઉદ્ધારનાર,
સભાસદ સરવની[1], અરજ સ્વિકારજો;
સદા પ્રભુ સ્હાય કરી, કુમતિ પ્રલય કરી,
વિશ્વપતિ વિશ્વમાં તો, આબરૂ વધારજો;
ભવપતિ ભય હરી, હામ હૈયે ધરો હરી,
હિંદતણું હિત થવા, વૃત્તિ સૌ સુધારજો;
કહે મહાસુખ રૂડાં, કામ કોટી કરાવીને,
ભવરૂપી સાગર ત-રી પાર ઉતારજો. ૧
ધનવાન ધરે ના ધ-રામાં મદ ધન તણો,
અંતરમાં અવિનાશી, એવી મતિ આપજો;
નામની વડાઈ લેવા, મોટા વરા કરી મરે,
વૃત્તિ એવી વિશ્વપતિ, કૃપા કરી કાપજો;
સજી [2]સદગુણ સારા, કરે જે ઘણા સુધારા,

૧ સર્વની. ૨ સદ્‌ગુણ.

એવા જનતણું નામ, અવનીમાં સ્થાપજો;
દીલ રાખીને ઉદાર, કરે અતિ ઉપકાર,
એવા ધનપતિ તેને, અતિ ધન આપજો. ૨
કુળની મોટમ માની, થાય અતિ અભિમાની,
એવા અભિમાનીતણું, અભિમાન ટાળજો;
પૈસાદાર થવા સારૂ, પુત્રીનું વેચાણુ કરે,
એવા જડ લોકતણી બુદ્ધિ એવી બાળજો;
હુંપદ ધરી હમેશ જ્ઞાતમાં કરેછે ક્લેશ,
એવા ક્લેશી કેરો ક્રોધ, બધો પ્રભુ બાળજો;
ભુવનમાં ભકત બની, જારી કરેછે જરૂર,
એવા દુષ્ટતણું નામ, દુનિયાથી ટાળજો. ૩
સ્વધર્મ પાળીને પોતે, પુત્રને સુબોધ આપી,
શિખવે સુનીતિ રોજ, નિત્યકર્મ કરવા;
સંતતિ સારી થવાને, બાળકીને બોધ આપે,
સંસારમાં ખરેખરા, સ્રીના ધર્મ ધરવા;
પુત્રીની પીડા પેખીને, બાળલગ્ન બંધ કરે,
ઘણા ગુણીજન પ્રભુ, આ ભવથી તરવા;
કહે મહાસુખ દુષ્ટ, વિચાર કરેજ દૂર,
એવા સુવિચાર પ્રભુ, અંતરમાં ભરવા. ૪

રાગ ગોપીચંદનો.

પ્રીત ધરી પ્રભુ આ સમે, કરીએ કોટી પ્રણામજી;

એડ્વર્ડ શેનશાહને સર્વદા, સુખી રાખો સૌ ઠામજી. પ્રીત. ૧
પાંચની સાલ પુરી થઇ, આવી છની આ સાલજી;
સુજશ શેનશાહના સાંભળી, શત્રુ સૌ પામો ત્રાસજી. પ્રીત. ૨
આર્ય બ્રિટિશમાં ભેદ તો, રાખે નહિ તલ ભારજી;
એડ્વર્ડ શેનશાહને આપજો, વિભુ એવો વિચારજી. પ્રીત. ૩
રિદ્ધિ સિદ્ધિ અતિ આપીને, ભલો ભરજો ભંડારજી;
અમરવેલી સમ વાધજો, પુત્ર અને પરિવારજી. પ્રીત. ૪
પ્રજાની પીડા પેખીને, કરે કર ઓછા રાયજી;
એવી મતિ અંતર વિષે, આપો ઇશ સદાયજી. પ્રીત. ૫
હિંદવાસીનું હિત થવા, કરે કોટી ઉપાયજી;
દ્રવ્ય ખરચે ખરા ખંતથી, દયાળુ દીલ થાયજી. પ્રીત. ૬
કાળા ગોરાનો ભેદ ભાગીને, આપે ઊંચ અધિકારજી;
એવી રૂડી વૃત્તિ આપજો, અરજી કરો અંગીકારજી. પ્રીત. ૭
આરોગ્ય તન પ્રભુ રાખજો, આયુષ્ય આપો અપારજી;
જય જય થાઓ જગ વિષે, પ્રજા કરે પોકારજી. પ્રીત. ૮
રાજ્ય ભક્ત હિંદની પ્રજા, ગુણ રાયના ગાયજી;
શાન્તી ઇચ્છેછે સર્વદા, તેતો આપો સદાયજી. પ્રીત. ૯
બાવન વરસમાં નરેશને, આપે પ્રજા આશિષજી;
દેશ વાસી સુખથી વદે, જય કરો જગદીશજી. પ્રીત. ૧૦

## સજ્જનવિરહ.

સજ્જન રહે જો દૂર, ઉમંગ રહે ન ઉર,
શરીરનું સર્વ નૂર, ઉડી જાય એ સમે;
સજ્જનને દૂર જોઇ, રહે સૌ હૃદેમાં રોઇ,
જાણે નહિ દુઃખ કોઇ, વિરહ પીડા દમે;
સજ્જનથી દૂર થવું, મન જાણે મરી જવું,
સજ્જન વિયોગ થતાં, ઘડી કદી ન ગમે.
પણ પાપી પેટ માટે, લોભમાં લેવાઇ સદા,
સજ્જન તજીને જાય, મન સ્નેહીમાં રમે.



## સજ્જન તજવાથી થતો શોક દૂર થવા મનોપદેશ.

અરે મારા મન તુંતો, શીદને મુંઝાઇ મરે,
ગહન પ્રભુની ગતી, કરી ન શકાયજો;
કોઇ વાર બેસવાને, બહુ મળે હાથી ઘોડા,
કોઇ વાર જોડા વીણ, ચરણે ચલાયજો;
કોઇ વાર રે’વા મળે, બંગલા બગીચા મોટા,
કોઇ વાર ઝુંપડામાં, ઝટ જૈ ઉંઘાયજો;
કોઇ વાર રાજસભામાં તો સનમાન મળે,
કોઇ વાર રાય કેરા, કેદી તો થવાયજો. ૧
કોઇ વાર ખાવા મળે, ખાજાને જલેબી ખીર,

કોઇ વાર ખાવા લેશ, મળે નહિ ખીચડી;
કોઇ વાર ઘાલવાને, મળે મોતી કેરી માળા,
કોઇ વાર ચોળવા શા-ખોડી જરા ના જડી;
કોઇ વાર બેસવાને, બીછાનાં બીરાજમાન,
કોઈ વાર પાથરવા, નહિ પાનની પડી;
માટે મારા મન શીદ, મુંઝાઈ મુંઝાઈ મરે,
સુખ કેડે દુઃખ દુઃખ, પછી સુખની ઘડી; ૨
કોઈ વાર કુટુંબનો, વધારે વિસ્તાર વધે,
કોઇ વાર કુળનું તો, મૂળ જાય મુળગું;
કોઇ વાર સદનમાં, સમૃધિ સમાય નહિ,
કોઇ વાર મળે નહિ, ધનરે સમુળગું;
કોઇ વાર હાજર તો, હજારો નોકર રહે,
કોઈ વાર સગું સર્વ, રહે બહુ અળગું;
માટે મારા મન હવે, હિંમત હમેશ રાખ,
સજ્જન તજ્યાનું દુઃખ, વળગ્યું તે વળગ્યું. ૩



## ચડતી પડતી.

કોઇ વાર સગા સ્નેહી, અરી સમ આવી દમે,
કોઈ વાર અરી આવી, સુખ આપે ભારીરે;
કોઈ વાર હુકમ દે-નાર દાસ થઇને રહે,
કોઇ વાર દાસ મેળ-વે છે જગા સારીરે;

કોઇ વાર સતી નારી, ગુણુકા સદન વસે,
કોઇ વાર ગુણુકા ગ-ણાય સતી નારીરે;
કહે મહાસુખ આજ, સાંભળો સજ્જન તમે,
જગપતિની ગતી છે, જનથીજ ન્યારીરે. ૧
કોઇ વાર શિખ દેના-ર તો શિખ સાંભળે છે,
કોઇ વાર શિખ સાંભ-ળે તે શિખ દે ઘણી;
કોઇ વાર દાનનો દે-નાર દાન લે છે ઘણું,
કોઇ વાર દાન આપે, દાન લેનાર ધણી;
કોઇ વાર ક્રોડપતિ, કાસદનું કામ કરે,
કોઇ વાર કીરતી વ-ધે છે કાસદતણી;
કહે મહાસુખ આજ, સાંભળો સજ્જન તમે,
પૂર્વમાં દેખાતો સૂર્ય, જાય પાશ્ચમ ભણી. ૨
કોઇ વાર શાણા શેઠ, ચોરી ચિત્ત વિષે ચ્હાય,
કોઇ વાર ચોર શાણા, સાહુકાર થાય છે;
કોઇ વાર શે'ર સારાં, જંગલ જેવાં જણાય,
કોઇ વાર જંગલમાં, શે'ર બની જાય છે;
કોઇ વાર સંત સારા, મોહ પામી માયા ઝાલે,
કોઇ વાર કામાતુર-થી માયા તજાય છે;
કહે મહાસુખ આજ, સાંભળો સજ્જન તમે,
પરમ પ્રભુની ગતી, એવીજ જણાય છે. ૩
કોઇ વાર દયાળુ તો, દયાહીન થાય ખરો,
કોઇ વાર કસાઇ તો, દયા દીલ રાખશે;

કોઇ વાર રૂડું વદ-નાર વદે બૂરા બોલ,
કોઇ વાર બૂરૂ બોલ-નાર ભલું ભાખશે;
કોઇ વાર ઘણી ખાના-રો તો ખાય ખીચડીને,
કોઇ વાર ખીચડી ખા-નાર ઘણી ચાખશે;
કહે મહાસુખ આજ, સાંભળો સજ્જન તમે,
એમ ફેરફાર થાય, લાજ પ્રભુ રાખશે. ૪



## સદ્‌ગુણી ઓનાં કૃત્ય.

પાછલી પહોર રાતે, ઉઠે સરવમા પે'લી,
વાળી ઝુંડી સાફ કરે, ઘર અને આંગણું;
વાસણુ જે વાપરનાં, તેને ધોઈ સાફ કરે,
હસતું વદન મન, રાખે ખુશમાં ઘણું;
પછી પ્રીત ધરી પોતે, પ્રેમદા એ સ્નાન કરે,
સ્નાન કરી નામ મુખે, પઠતી પ્રભુ તણું;
કહે મહાસુખ આજ, સાંભળો સજ્જન તમે,
એવી નારી મળી તેને, ભાગ્યશાળી હું ભણું. ૧
સ્નાન કરી સુંદરી એ, શુભ શણુગાર સજે,
ઉઠાડે ઉમંગથી એ, સુતેલાં સંતાનને;
સંતાનને સારી શિખ, પ્રીત ધરી પોતે આપે,
સ્નાન કરી શાળામાં સી-ખાવો મે'તાજી કને;
છેક લઘુ વય જેની, હોય તેની માત તહાં,

સંભાળ લેઇને તેને, પોઢાડે છે પારણે;
કહે મહાસુખ આજ, સાંભળો સજ્જન તમે,
પાણી ભરવાને પછી, જાય પોતે બારણે. ૨
પાણી ભરી ઝટપટ, જરૂર વળેછે પાછી,
રસોઇની તેવડમાં, રામા રમતી ફરે;
રસોઇ કરીને રૂડી, વાટ જોતી વ્હાલાતણી,
નાથને નિહાળી પોતે, પાણી કરમાં ધરે;
સ્નાન કરી રહે ત્યારે, સાધન ધરેછે પાસ,
માગવું મુખે ના પડે, દીલ કંથનું હરે;
કહે મહાસુખ આજ, સાંભળો સજ્જન તમે,
પતિ બાળને જમાડી, સ્વામીની સેવા કરે. ૩
ધણીની કમાઇ ધારી, ઘરનો નિભાવ કરે,
ઘરેણાં ઘડાવો ઘણાં, નહિ મુખથી કહે;
સારા શણગાર સજ—વામાં નહિ રાખે મન,
સ્વામીની સેવા કર્યામાં, નિત્ય હાજર રહે;
નિંદા કુથલીમાં નહિ, રાજી રહે રતિપુર,
પ્રભુને પ્રસન્ન થવા, સુખ દુઃખ સૌ સહે;
કહે મહાસુખ આજ, સાંભળો સજ્જન તમે,
પતિ પાસે બેસી સુખ, દુઃખની વાતો લહે. ૪
નીજ દ્વાર મૂકી નહિ, પારકે મંદિર જાય,
નક્કામો વખત કાઢે, નહિ પળવાર રે;

ખાવાપીવા કરવામાં, વખત ગુમાવે થોડો,
બાકીના વખતમાં, સુવે નહિ લગાર રે;
દાણાદુણી સાફ કરી, સાચવી રાખેછે સદા,
સીવી ગુંથી શોભાવેછે, સારા શણગાર રે;
કહે મહાસુખ આજ, સાંભળો સજ્જન તમે,
એવી નારી મળી તેને, દુઃખ શું થનારરે ? ૫
સાસુ સસરાની સારી, શિખ સુણે સુંદરી એ,
દીયેર ને જેઠતણું, દીલ ન દુભાવે તે;
દેરાણી જેઠાણી જોડે, જરા ન કુસંપ કરે,
નકી નણદીને પ્રેમ-ધરીને બોલાવે તે;
સ્વામીનાં સગાંની સાથે, સારો સ્નેહ રાખે સદા,
અરોશી પડોશી પાસે, લાયકી જણાવે તે;
કહે મહાસુખ આજ, સાંભળો સજ્જન તમે,
એવી રામા રોજ પ્રભુ, ભજે ને ભજાવે તે. ૬
જરૂરના કામ સારૂ, પિયેરનું તેડું આવે,
પણ પતિ રજા વિણ, ઘેરથી ન નીસરે;
પતિની રજા લેઈને, પિયેરમાં જાય પણ,
વાયદો કરેલો તેતો, ઘડી નહિ વીસરે;
પિયેરનાં જન પાસે, સાસરીનું સુખ કહે,
સખી પાસ કંથનાં વ-ખાણ કરતી ફરે;
કહે મહાસુખ આજ, સાંભળો સજ્જન તમે,

પ્રભુ એવી સુંદરીના, સુખમાં વૃદ્ધિ કરે. ૭
પિયેર પોતાનું હોય, પુરૂ પૈસાદાર પણ,
પિયેરમાં વસવાને, રામા તે રાજી નહિ;
સુખનાં સાધન સંપ-ડાવવાને સ્વામી પાસ,
હમડી ના દિસે પણ, સ્વામી સાથ રે' સહી,
બાળકને બોધ દેવા, બોલે નહિ બૂરા બોલ,
સંતતિને શિખ આપે, નીતિની વાતો કહી;
કહે મહાસુખ આજ, સાંભળો સજજન તમે,
એવી નારી અહોનીશ, સુખમાં વસી રહી. ૮
સ્વામીને દુઃખી દેખીને, દીલાસો દેછે તે ઘણો,
સ્વામી મારા શીદને સં-તાપ આટલો કરો;
સુખ પછી દુઃખ થાય, દુઃખ પછી સુખ આવે,
એવો વિશ્વપતિ તણો, નિયમ દિસે ખરો;
રવી ચંદ્ર ઉગે તે ઠે-કાણે નહિ અસ્ત થાય,
તેમ સુખ દુઃખ આવે, શોક શા સારૂ ધરો;
કહે મહાસુખ આજ, સાંભળો સજજન તમે,
તેનો સ્વામી વાત સુણી, શોક તજેછે ખરો. ૯
ભલાઇ લેવાને કાજ, ભુવનમાં ભામની એ,
હુકમ પાળીને ખુશી, રાખે ભરથારને;
પરમ પ્રભુનો પ્યાર, મેળવવા માનની એ,
પાળીને શિયળવ્રત, સજે શણગારને;

પતિનો વિયોગ થયે, ઉંચ કુળની જણાવા,
શણગાર સાથ તજે, દેવ દરબારને:
કહે મહાસુખ આજ, સાંભળો સજ્જન તમે,
એવી સુંદરીથી સુખ, થાય નર નારને. ૧૦

---

## કુભારજા કૃત્ય.

પિયેરને પ્યારૂં ગણી, ધણીને ધુતારો જાણી,
ધન ધુળધાણી કરે, ધણી જે કમાય તે;
ના કે'વાનું કહે નણ–દીને દશ વાર મુખે,
ધણીની ના ધાક ધારે, કે રખે દુભાય તે;
ભાઇને દેખીને ભાવ–ધરી ભેટવાને જાય,
દીયેર દેખીને દીલ–માં ઘણું દુખાય તે;
સાસુજીને સુખ સ્વપ–નામાં લેશ આપે નહિ,
એવી નારી નકી નીચ–નારીમાં ગણાય તે. ૧
સાસરીનું સુખ છે તે, ગણે છે શૂળી સમાન,
પિયેરમાં પીડા પડે, પણ સુખ માને છે;
સાસરાનું દ્વાર દેખી, દીલમાં ડુંગર ધારે,
પિયેરનું પાદર તે, સ્વર્ગસમ જાણે છે;
સાસરોનાં સગાં તેને, ગણેછે શત્રુ સમાન,
પિયેરનાં સગાં પેખી, પૂરો પ્યાર આણે છે;
સાસરીમાં ચાર દિન, રહે ચાર જુગ જાણે,

પિયેરનાં પાંચ વર્ષ, પાંચ ઘડી માને છે.
ધીમે રહી ધણી કહી, શિખામણ આપે સારી,
ત્યારે કુભારજા કહે, ઘણો તું ગમાર છું,
ડાહી ડાહી વાત વહી, ડા'પણ બતાવે પણ,
ડા'પણમાં ડાટ વળ્યો, ડાહી શું થનાર છું ?
કામની લાલચ દાખી, દાબ રાખવાને જાય,
પણ હું દબાઉં નહિ, એવી હોશીઆર છું;
ડાલી માથાકુટ કરી, મને તું સતાવે શીદ,
જરૂર તું જાણ તારૂં, લોહી હું પીનાર છું.
શાણી શાણી વાતો વદે, સખીની પાસે બેસીને
શાણપણું બતાવાને, કુભારજા નારી તે;
ઘરતણી ગુપ્ત વાત, સખીને સુણાવે બધી,
કંથની સૌ વાત કહે, કંથને હુંકારી તે;
સાસુ સસરાને સો પચાસ ગાળો દેઇ વાળે,
કંથને કુચ્યાશ નહિ, કહી રાખનારી તે;
જોડ જેઠ જેઠાણીને, ઝટકી નાંખે છે ઝાઝી,
દીયેર દેરાણી નણ-દીને ભાંડે ભારી તે.
ધણીને દેખીને ધારે, કાળ વિકરાળ આવ્યો,
ભાઇને દેખીને જાણે, ભલો કોઇ ભૂપ છે;
સસરો દીયેર જેઠ, જમના એ દૂત જાણે,
બાપ કાકા કેરૂં જાણે, સુંદર સ્વરૂપ છે;
દેરાણી જેઠાણી સાસુ, નણંદ નિહાળી નકી,

કહે ચુડીએલ કે ડા—કણુ જેવાં રૂપ છે;
બેન માશી માત મળે, ત્યારે મગરૂર થઇ,
વદન નિહાળી જાણે, રંભાતુલ્ય રૂપ છે.
પતિ પાસે હોય ત્યારે, હાજી હાજી કહે બધું,
પતિનો વિયોગ થયે, વાત બધી વીસરે;
પિયેરનાં પટકુળ, ચતુરા એ ચીરી નાંખે,
પતિ લાવ પટકુળ, કહી કાયર કરે;
પતિ પટકુળ આણે, તે પ્હોંચાડે પાંચ દીન,
કે બીજાને પધરાવી, ફુઅડ જેવી ફરે;
ઘરેણાં ઘડાવો ઘણાં, હાજર હમેશ રહું,
બોલે એવા બોલ નહિ, લોક લાજથી ડરે.
ભણી ગણી હોય પણ, બઇ દેખી ભાન ભુલે,
ભૂલી જાય ભવમહી, ભલા ભરથારને;
સારા સારા ગ્રંથ વાંચી, જ્ઞાન ઘણું લેતી પણ,
બેન પાસે બેસે ત્યારે, ભૂલે સુવિચારને;
પતિની આપેલી શિખ, શાન્તપણે સુણે પણ,
માત મળે મૂકી દેતી, પતિના વિચારને;
ચૂડીથી રૂડી દેખાય, તેનો ન વિચાર થાય,
ચૂડી ચાલી જાય ત્યારે, રડે ભરથારને.
પિયેરનાં જન પેખી, મુખ મલકાતું રહે,
સાસરીનાં સગાં દેખી, મુખ જાણે ગુમડું;
પિયેરમાં વસે ત્યારે, પા ઘડી ના બેસી રહે,

સાસુ કામ સોંપે ત્યારે, કહે થયું ગુમડું;
પિયેરનું તેડું આવે, તુરત વીદાય થાય,
સાસરેથી તેડું આવે, હા કહે ના મુખડું;
પાંચ ફેરા પાછા વાળી, પછી જાય પિયેરથી,
પણ કહે ઉભા રહો, રહ્યું મારૂં લૂગડું.
ધણી જાય ધંધે ત્યારે, ખાઇ ઘેર બેઠાં બેઠાં,
દાણા વેચી દામ કરે, જાણે ન તેનો પતિ;
કાચું પાકું રાંધી રામા, રીસાઇને નાસી જાય,
ખાવું નથી કહે પણ, છાનું ખાઇને જતી;
પુછે તેનો કંથ ત્યારે, કહે તેતો હું શું જાણું,
મને ચુંક થાય તેથી, હું તો ક્યારની સુતી;
મહાસુખ પામે ક્યાંથી, નઠ્ઠટ નારીનો નાથ,
મહાસુખ કહે પ્રભુ, કેવી કર્મની ગતી.
પતિ મુખે કહે તમ, દુઃખે બણી દુઃખી થાઉં,
પતિની પાછળ કહે, મુઓ એ મારો પતિ;
પતિ મુખે કહે તમે, સુખ આપો છો સદાય,
પતિ પુઠે કહે મુઓ, સુખ ન દેતો રતી;
પતિ મુખે કહે તમે, દયાળુ દાતાર ભારે,
પુઠે કહે કંથ પાપી, કંજુસ દીસે અતિ;
મુખે કહે મતિમાન, પૂઠે કહે મુઢ જેવો,
એવી નારી પ્રભુ મારા, કેમ ન મરી જતી.



# જ્ઞાનબોધક સભાની ગ્રન્થાવળી.

નંબર ૩ જો.



## ઈશ્વર સ્તુતિ.

ઇંગ્રેજી રાગ.

પ્રભુ તારી, ગતી ન્યારી,
મતિ મારી, નહિ ચાલે;
તને ઠગવા, કરૂં ઠગ કામ,
પ્રભુ તે તો, સદા ભાળે. ૧
જાણી દીન દાસ, કરો ન તપાસ,
ઉરે છે આશ, મને મોટી;
ધરી પ્રીતિ, સજું નીતિ,
તજું રીતિ સદા ખોટી. ૨
તમે છો તાત, તમે છો માત,
તમે છો ભ્રાત, વડીલ મારા;
અમે અહીં આજ, મળ્યા શુભ કાજ,
વદે આ સમાજ, ગુણ તારા. ૩



## લાવણી.

આ અંતર્યામી અરજ અંતરમાં ધરજો,
પ્રભુ રંક પ્રાણીનાં પાપ માફ સૌ કરજો;

અમે હળી મળી સૌ, સાથ ઉભા કર જોડી,
પ્રભુ કૃપા કરીને, કલેશ નાંખજો તોડી.
અમે શીર નમાવી, શરણુ તમારે રહીએ,
પ્રભુ તુજ વિણુ કોને, કષ્ટ અમારાં કહીએ;
અમે ઉદર નિમિત્તે, જે જે ઉદ્યમ કરીએ,
તેમાં લુચ્ચાઇ કરતાં, પ્રભુ ઝાઝા ડરીએ;
એવો ઉત્તમ વિચાર અંતરમાં ધરજો,
પ્રભુ રંક પ્રાણીનાં પાપ માફ સૌ કરજો.



## પદ.

### ધનાશ્રી.

પ્રેમે કરૂંછું પ્રણામ, પ્રભુ હું પ્રેમે કરૂંછું પ્રણામ. ટેક.
હું દીન બાળક દાસ તમારો, સદા સ્મરૂં તુજ નામ. પ્રભુ.
રાત દિવસ પ્રભુ ડર રાખી તારો, કરૂંછું રૂડાં કામ. પ્રભુ.
સર્વે પ્રાણીના સુખને સારૂ, રચ્યા મેવા તેં તમામ. પ્રભુ.
તેજ થવા તેં તારા રચ્યા જ્યાં, સૂર્ય ચંદ્ર તે ઠામ. પ્રભુ.
જીવન અર્થે હવા પાણી ને, રચ્યુંછે અન્ન તમામ. પ્રભુ.
ભણી ગણી નીતિ પ્રીતિથી પાળું, રહે ન ડર કોઇ ઠામ.પ્રભુ.
પ્રાણુની સમ અન્ય પ્રાણીને જાણી, દયા ધરૂં આઠે જામ.પ્રભુ.
બે કરજોડી જાચું જગસ્વામી, આપો તે સુંદરશ્યામ. પ્રભુ.
સેવક જાણી શુભ મતિ આપો, અન્ય તણું નહિ કામ. પ્રભુ.

## ઇશ્વર સ્તુતિ.

શશિ સૂર્ય સ્થાપનાર, સૃષ્ટિતણા સૃજનાર,
સિંધુને શોભાવનાર, સંકટ સંહારજો;
પરમ પવિત્ર જાણી, પામર પૂરો હું પ્રાણી,
વંદુ પ્રભુ વ્હાલ આણી, વિનતિ સ્વિકારજો;
ભગવાન ભુંડાં કામ, કરૂં નહિ કોઇ ઠામ,
મતિ એવી આઠે જામ, ઉરમાં ઉતારજો;
ઉપકારી ઉપકાર, ભૂલી જાઉં ન લગાર,
સદા પાળુ સદાચાર, સંસારથી તારજો. ૧
ભલા તમે ભગવાન, ઘણા દીસો ગુણવાન,
મહા પ્રભુ મતિમાન, જાણે ગુપ્ત વાત તું;
જગદીશ તારે હાથ, જાણું હું જરૂર નાથ,
પેખુ તને પ્રાણનાથ, શ્રેષ્ઠ ખરેખ ત તું
બળ બાહુમાં અપાર, સદા તમે સુખકાર,
નિરંજન નિરાકાર, ખરે માત તાત તું;
દીન જાણી દયા ધાર, વિનતિ મારી સ્વિકાર,
હાથ ગ્રહી હીતકાર, રાખ તારી સાથ તું. ૨
વિશ્વનાથ વિશ્વવ્યાપી, સત્વગુણ સદા આપી,
મેહુણું કુમતિ કાપી, શાન્તી સદા આપજે;
સંસારમાં સદા કાળ, ભજું તને ભક્તપાળ,
મતિ એવી દે દયાળ, કષ્ટ મારાં કાપજે;

મને સર્વે વાતે તા'રો, જાણીને ગુણજ્ઞ તારો,
દોષ દીલથી વિદારો, દક્ષતાને સ્થાપજે;
મહાસુખ સદા થાય, જાચું તને જગરાય,
હરી રસ ઉભરાય, એવી મતિ આપજે. ૩
વિભુ વિનતિ સુણીને, કવિતા રચાવ રૂડી,
કવિતાના દોષ મારા, સદા તું વિદારજે;
નવી નવી કવિતા ર-ચવા મારૂં મન થાય,
ગતી મતિ નહિ પણ, પાર તું ઉતારજે;
તારા ગુણ ગાવા મારી, મતિ નથી રતીપુર,
પણ પ્રભુ તુંતો મને, પળ ન વિસારજે;
મહાસુખ આપો હાથ-જોડીને હમેશ કહું,
શોક ભય ટાળી મારાં, સંકટ સંહારજે. ૪



## શ્રીમંતનાં સત્કર્મ.

ધર્મવંત ધરે ના ધ-રામાં મદ ધનતણો,
ધરે છે ધરામાં હામ, ધર્મ કર્મ કરવા;
આપે છે અપાર માન, આવેલા અતિથીને એ,
અવનીમાં અવિચળ, નામ નિજ ધરવા;
સારો સ્નેહ રાખે સદા, સજ્જનની સાથ બહુ,
સર્વેને સુબોધ આપે, હિણુ મતિ હરવા;
કહે મહાસુખ સદા, સભ્યતા સંભાળી રાખે,

સુકર્મ કરે સદૈવ, સંસારથી તરવા. ૧
દુઃખીયાનું દુઃખ દેખી, દીલમાં દેખાય દુઃખી,
દુઃખીઆનું દુઃખ ટાળ-વા ઉપાય કરે છે;
ખુશીથી ખસેડી મૂકે, ખિછાનાં ખીરાજવાનાં,
વિચરી વિદેશ વળી, સભા સારી ભરે છે;
ભલાં ભલાં ભાષણથી, દયા દીલમાં ઉતારી,
દુઃખીઆનું દુઃખ ટાળ-વાને ટીપ ધરે છે;
ભરી સભા મહી પોતે, ભરે છે રકમ ભારે,
કરપીનું દીલ તે દે-ખીને ઝટ ઝરે છે. ૨
એવી રીતે શ્રમ કરી, દેશ પરદેશ ફરી,
અતિ દામ એકઠા ક-રીને પોતે લાવે છે;
આંધળાં અપગને તો, અપાવે છે અન્ન વસ્ત્ર,
તેની સાથે અશક્તને, સખી તે અપાવે છે;
રોગી જનપર રોષ, રાખે નહિ સખી જન,
તેને સારૂ દવાખાનાં, બેશ એ બનાવે છે;
મહાસુખ થવા માટે, ધીરજ ધરીને પોતે,
મોટી મોટી પાઠશાળા, પ્રેમથી બંધાવે છે. ૩
આંધળાં અપંગ રોગી, મુસાફર માટે મોટી,
રૂડા ધનવંત ધર્મ-શાળાઓ બંધાવે છે;
કુવા વાવ તળાવો તો, ખોદાવે છે ખંત રાખી,
પાણી પીવા પંખીને એ, પરબ મંડાવે છે.
અનાથ પ્રાણી માટે, પાંજરા પોળો બંધાવી,

દેશ પરદેશ વિષે, સુકીર્તિ ફેલાવે છે;
કહે મહાસુખ એવાં, કામ દેખી કવિ લોક,
ધનવંત તણાં નામ, ગ્રંથમાં ગણાવે છે. ૪
આળસ અજ્ઞાન જવા, સ્વદેશીને સુખ થવા,
સુ કવિની પાસ રૂડા, ગ્રંથ એ રચાવે છે;
આળસ આહાર તજી, હેતે નિત્ય હરી ભજી,
સુખ થવા સ્વદેશીને, ધૈર્યતા ધરાવે છે.
સંકટ સહન કરી, નકી નિદ્રા પરહરી,
વ્હાલા સ્વદેશીને દૂર, વ્હેમથી કરાવે છે;
તન મન ધનથી એ, હજારો હુન્નર શોધી,
મહાસુખ થવા સ્વદે-શીને સમજાવે છે. ૫



## અજ્ઞાન શ્રીમંતનાં અયોગ્ય કામો.

અતિ ધન દેખીને એ, ધરે છે ધરામાં મદ,
જાણું અવનીમાં મારા, જેવો નથી એકરે;
અધુરો રહેલો કુંભ, જેમ છલકાઇ જાય,
તેમ છત દેખી મૂર્ખ, છલકાય છેકરે.
છતમાં છાકી જઇને, પંડિતને પેખે નહિ,
નીતિ રીતિ છોડી દે ના, રાખતા વિવેકરે;
કહે મહાસુખ સદા, રંકને રીબાવે બહુ,
એવા છે અધર્મી ભુંડા, ધનવંત લોકરે. ૧

ગાડી ઘોડા જોડાવીને, રમાઓ રાખીને સાથ,
અત્તર છુપેલ ચાલી, બાગ જોવા જાયછે;
ગાડી દોડતી દેખીને, ગરીબ પોકાર કરે,
તે દેખીને દમ્પતિનું, દીલ ખુશી થાય છે.
બાગમાં બિરાજી બેઠી, ગમત કરીને ઘણી,
આવ્યા તેમ ઝટ પોતે, ઘરભણી ધાય છે;
કહે મહાસુખ એવા, શેઠીઆ તે બેઠીઆ સૌ,
ફોગટ ફૂલાઇ ફરે, ફુજેતી ફેલાય છે. ૨
જરા જગદીશ તણો, ડર દીલ રાખે નહિ,
પુન્ય દાન તણું નામ, સુણી શેઠ નાસે છે;
મોટા મ્હેલ બંધાવીને, મનમાં બડાઈ મારે,
મોટા નાત વરા કરી, મોટાઇ મનાવે છે.
અવાચક પ્રાણી માટે, પાઈ પાસથી ન છોડે,
ચોર લોકની માતાને, શેઠ સારા ભાસે છે;
કહે મહાસુખ એવા, દૂરથી દેખીને શેઠ,
સદાકાળ પ્રભુ મારૂં, મન ત્યાંથી ત્રાસે છે. ૩
એકઠું કરેલું ધન, ઉડાવે ઉમંગથી એ,
વગડાવે વાજાં ઘેર, વિવા'ના પ્રસંગમાં;
કોઈ સખી જન એવા, પાસે જઇ ટીપ ધરે,
તે દેખીને તેના પર, ક્રોધ કરે અંગમાં.
મોજશોખ કરવામાં, અતિશે આનંદ માને,
ગાડા જેવા પડી રહે, રામાના ઊછંગમાં;

કહે મહાસુખ એવા, જાયા તે ન જાયા જાણે,
વૃથા ભાર સહે માતા, કુસંચીના સંગમાં. ૪
ચોરાશી જમાડી તેમાં, શાની કરી ચતુરાઈ,
આંધળાં અપંગ તણું, સર્યું નહિ કામરે;
આબરૂ લેવાને અતિ, નાણું નાતમાં ઉડાવ્યું,
દુકાળના ફંડમાં તો, ભર્યો નહિ દામરે;
વાહ વાહ બોલાવાને, વિવા'માં નારી નચાવી,
મરકીથી પીડાતાને, આપી નહિ હામરે;
કહે મહાસુખ પ્રભુ, જેને દીલ દયા નહિ,
એવા ધનવાળા થકી, રૂડા છે હજામરે. ૫
પ્હોર દિન ચઢયા સુધી, પલંગમાં પોઢી રહે,
ઉઠે આઠ વાગે શેઠ, નયનુ બે ચોળતા;
નયન ચોળીને નવ, વાગે શેઠ ન્હાવા જાય,
ન્હા પાણીનો કાવો પીવા, ચૂલા ભણી ભાળતા;
ભલાં ભલાં ભોજન જ—મીને બને ભેંસ જેવા,
ઉઠી ન શકયાથી ગાદી-તકીએ આળોટતા;
ગર્ભિણી સરીખું ભારે, પેટ વધારીને ફરે,
કહે મહાસુખ સો પે-ઢીનું નામ બોળતા. ૬

## મનને શિખામણ.

આની લે શિખામણ મારીરે, સંસારી જીવડા૦
બાળપણામાં બહુ બરચો, જુવાનીમાં રંગ રચ્યો;

જરાપણું નહિં નમ્યોરે, સંસારી. ૧
અતિ અભિમાન કીધું, દીનને તેં દુઃખ દીધું;
ન પ્રભુનું નામ લીધુંરે. સંસારી. ૨
રૂડા ન વિચાર કર્યો, ફોગટ તું ફેરા ફર્યો;
દીલમાં તું નહિ ડર્યોરે. સંસારી. ૩
ખોટા સંગમાં તું રેલ્યો, કદી ન કુસંગ મેલ્યો;
વિષયના ખેલ ખેલ્યોરે. સંસારી. ૪
શિખામણ કીધી સારી, તે અંતરમાં ન ઉતારી,
એવું મન તું અવિચારીરે. સંસારી. ૫
જોને તું વિચાર કરી, મોટા મોટા ગયા મરી;
રહ્યા નહિં રંક હરીરે. સંસારી. ૬
લોભ ને લાલચ ધરી, કુડાં કૃત્ય કોટી કરી;
માયા મૂકી ગયા મરીરે. સસારી. ૭
લય પામ્યો લંકાપતિ, જેણે હરી સીતા સતી;
રહી ન સમૃદ્ધિ રતીરે. સંસારી. ૮
નળ ને નહુશ ગયા, ભોજ ભૂમિમાં ન રહ્યા;
ભલા ભુંડા શુણ ગમ્યારે. સંસારી. ૯
હરિશ્ચંદ્ર સત્યવાદી, દીલિપ દુશ્યંત આદી;
ઊઠી ગઈ ધણી ગાદીરે. સંસારી. ૧૦
માટે તું વિચારી લેજે, દીન જનોને દાન દેજે;
તેથી પ્રભુ ખુશ રીઝેરે. સસારી. ૧૧
સદા કર તું સંગ સારો, સફળ થશે ભવ તારો;

ઉગરવાનો એથી આરોરે. સંસારી. ૧૨
પોતે પુન્ય કર્યું ભાવે, તેથી સાથે ચાલી આવે;
પાછળનું ન કામ આવેરે. સંસારી. ૧૩
સદા સદ્‌ગુણ સજી, દીલથી દુરગુણ તજી;
લે ભુધરને ભાવે ભજીરે. સંસારી ૧૪
વદુ હુંતો તારે સારૂ, ભલે ગણે તું નઠારૂં;
તેમાં તો શું જશે મારૂંરે. સંસારી. ૧૫
અંતે સુઇશ સોડ તાણી, ત્યારે ખરૂં ખોટું જાણી;
મ્હાસુખની શિખ લેશે સાનીરે. સંસારી. ૧૬

---

## નફટને શાની લાજ?

માત તાત પરહરી, નારીને કરેછે પ્યારી,
નફટ એવા જનોને, કહો શાની લાજ છે?
ગુરૂ જ્ઞાન આપે પણ, ગુરૂને ગમાર ગણે,
નફટ એવા જનોને, કહો શાની લાજ છે?
અભિમાન ધરી ઉર, વિનય વિસારી દેતા,
નફટ એવા જનોને, કહો શાની લાજ છે?
શાણી શિખ સજ્જનની, માને નહિ મમતથી,
નફટ એવા જનોને, કહો શાની લાજ છે?
માન પાન મળે નહિ, તેવે ધામ જાય ધશી,
નફટ એવા જનોને, કહો શાની લાજ છે?

ડા'પણુ દેખાડી પોતે, ચોરે બેશી ચાડી કરે,
નફ્ટ એવા જનોને, કહો શાની લાજ છે ?
વાંક વિના વનિતાને, સતાવે સહુઅવાર,
નફ્ટ એવા જનોને, કહો શાની લાજ છે ?
પ્રભુ પૂત્ર આપે પણ, પૂત્રને પઢાવે નહિ,
નફ્ટ એવા જનોને, કહો શાની લાજ છે ?
ગૃહસ્થ ગણાય પણ, દેશ દાઝ જાણે નહિ,
નફ્ટ એવા જનોને, કહો શાની લાજ છે ?
સાધુ નામ સોહાવીને, સુંદરીની સેવા કરે,
નફ્ટ એવા જનોને, કહો શાની લાજ છે ?
વડા વૈદરાજ થઇ, જર માટે જીવ લે છે,
નફ્ટ એવા જનોને, કહો શાની લાજ છે ?
ધર્મગુરૂ નામ ધરા-વીને ધન હરી જાણે,
નફ્ટ એવા જનોને, કહો શાની લાજ છે ?

---

# "શિવ સ્તવન."

---

## દોહરા.

ગિરજા સુત ગુણ તાહરા, ગણતાં નહીં ગણાય,
નિશદિન તારી સ્હાયથી, કવ્ય નવલ બહુ થાય;
શંકર તુજ પ્રતાપથી, સૌ કારજ સિદ્ધ થાય;
શંકર તુજ કૃપાવડે, શિવ સ્તવન ઉચરાય.

## લલિત વૃત.

સરવ સેવકો, પાય લાગીએ,
શિવ સદા અમે, શાન્તિ માગીએ;
જરુર જાણજો, સોમન-થરે,
ભકત સૌ રહ્યા, જોડી હાથરે. ૧

અમ શિશુતણી, અર્જ સાંભળી,
મતિ સુધારજો, શિવજી વળી;
સરવ શિશુને, ધૈર્ય આપજો,
સરવ શિશુનો, શોક કાપજો. ૨

દુરિત રીતથી, વેગળા કરો,
વળિ જ ભારતી, અંતરે ધરો,
કુમતિ કાપજો, રંક જાણીને,
સુમતિ આપજો, વ્હાલ આણીને. ૩

શિવ સદા વળી, વિનવી કહું,
તમ દયાવડે, જગતમાં રહું;
તમ દયા વિના, શી થશે ગતી,
તમ દયા વિના સુખ ના રતી. ૪
તમ દયા દીસે, ભક્ત ઉપરે,
તમ દયાવડે, ભકત સૌ તરે;
ગુપત રાખતા, ગંગા નારીરે,
વિભુતિ અંગમાં, ખૂબ ધારીરે. ૫
મદન જીતરે, ધ્યાન હું ધરૂં,
સમીપ આવીને, નિત્ય હું ઠરૂં;
દહન સૌ કરો, દુષ્ટ કર્મરે,
જરૂર દાખવો, શુદ્ધ ધર્મરે. ૬
સ્તવન હું કરૂં, શિવજી સદા,
સ્તવન સુણીને, ટાળ આપદા;
શિવ સદા મહા-સુખ આપજો,
અમતણો બધો, કલેશ કાપજો. ૭

### માલિની વૃત.

શિવ અતિ સુખકારી, અર્જ લેજો સ્વિકારી,
મૂઢ મતિ શિવ મારી, શું કરૂં સ્તુતિ સારી;
મલિન મતિ, સુધારી, મુકિત દો ગંગધારી,
બહુમતિથી ઉચ્ચારી, પ્રાર્થના પ્રેમ ધારી. ૮

## ભુજંગી વૃત.

વંદુ વિનતી આવીને દ્વાર તારે,
તમે ત્રીપુરારિ ચઢો મારી વારે;
સદા શિવજી શોકસિંધુથી તારો,
ચિતે ચિંતનાથ નહીં દોષ ધારો. ૧
ગળે બાલતા શિવજી રૂંડમાળા,
વડા તાહરા સુત છે સૂંઢવાળા;
બીજો સુત કાર્તિકસ્વામી તમારો,
સદા સોમનાથે નહીં દોષ ધારો. ૨
જટામાં સદા શોભતી ગંગ માઇ,
સદા નંદીની સ્વારી છે સૂખદાઇ;
મને શિવજી આશરો છે તમારો,
વદુ વૈજનથે નહીં દોષ ધારો. ૩
શરીરે ધરો શિવજી ભસ્મ ગોળા,
ભુલ્યા ભીલ રાણીથકી શિવ ભોળા;
રુડો વાસ કૈલાસમાં છે તમારો,
ઉરે ઉત્તકંઠ નહીં દોષ ધારો. ૪
ભલું આસને શોભતું વાઘ ચર્મ,
સજાવો સદા શિવજી શુદ્ધ ધર્મ;
કરો દૂર હે શિવજી દુર્વિકારો,
નકી નીલકંઠે નહીં દોષ ધારો. ૫

ભલી ભાંગના છો સદા શિવ ભોગી,
સદા પત્ની સાથે છતાં આપ યોગી;
શિરે શોભતો છે જટાનો વધારો,
ભલા ભીમનાથે નહીં દોષ ધારો. ૬
સદાકાળ શાન્તિ કરો સોમનાથ,
હિસે દોષ મારા નમું જોડી હાથ;
ક્ષમા આપી સંતોષ સર્વે નિવારો,
સદા શિવ શંભુ નહીં દોષ ધારો. ૭
ઉરે અર્જ ધારો તમે શિવ મારી,
ધરો સુમતિ કે કરૂં સ્તુતિ તારી;
મહા સુખ આપી મનેતો ઉગારો,
સદા સોમનાથ નહીં દોષ ધારો. ૮

વસંતતિલકા વૃત.

પ્રેમે કરી પ્રથમથી શિવને સ્મરૂંછું,
નિત્યે નિભાવ કરજો તમથી ડરૂંછું;
વિદ્યા તથા વિમલ વાણી વિવેક આપો,
હે સોમનાથ શિવ સંકટ સર્વ કાપો. ૧
હે શિવ શાન્ત મનથી કરૂં તારી સેવા,
એવી મારા—હૃદયમાં ધર શંભુદેવા;
ચિત્તે સુણો સરલ સેવકના વિલાપો,
હે ચિંતનાથ શિવ સંકટ સર્વ કાપો. ૨
ટાળો સદા કુમતિ શંકર ગંગધારી,

મૂકો વળી ભવથકી મુજને ઉતારી;
શાન્તી કરી દૂર કરો બહુ જન્મ પાપો,
કુબેરનાથ શિવ સંકટ સર્વ કાપો. ૩
કીધાં હશે ભવમહી નહિ કર્મ રૂડાં,
કીધાં ઘણાં મદ ધરી શિવ કર્મ ભુંડાં;
તોએ સદા શિવ તમે સુખશાન્તિ આપો,
કેદારનાથ શિવ સંકટ સર્વ કાપો. ૪
તારાવિના જગતમાં નહિ કો બલિષ્ઠ,
તારા વિના શિવ નહીં તપમાં વરિષ્ઠ;
દોષો કરો દૂર તમે જપુ નિત્ય જાપો,
હે નીલકંઠ શિવ સંકટ સર્વ કાપો. ૫
મારાં કુકર્મ કદી શિવ ઉરે ન ધારો,
શંભુ નિભાવ કરજો ગણી દાસ તારો;
શ્રદ્ધા દયા સદમતિ મનમાંહ્ય સ્થાપો,
હે વૈજનાથ શિવ સંકટ સર્વ કાપો. ૬
તારી દયાથકી સદાશિવ સુખ પામું,
તારી દયાથકી સદા દુઃખ હું વિરામું;
તારી દયાથકી કદી નહિ થાય પાપો,
શંભુ સદાય ભવ સંકટ સર્વ કાપો. ૭
સંસારમાંથી તરવા નર દેહ દીધો,
મિથ્યા ગુમાવી વય મેં નહિ લાભ લીધો;
તોયે સદાશિવ મને સુખશાન્તિ આપો,
મહાસુખ ચિત્ત ધરી સંકટ સર્વ કાપો. ૮

## શાર્દૂલ વિક્રિડિત.

હે ભોળા શિવ વૈજનાથ તમને, પાયે પડી ઉચ્ચરૂં,
કાપો કષ્ટ અપાર આ જગતમાં, વિશ્વાસ તારો ધરૂં;
આવ્યો છું શરણે નમું વિનયથી, રૂડી મતિ આપજો,
ભાવે ભક્તિ કરૂં સદા ભવનમાં, એવી મતિ આપજો.

### શીવપ્રત્યે—મંદાક્રાન્તા.

મોટો પાપી, જરૂર જગમાં, નાથ હું રંક જાણો,
દેવા મોટા, સરવ જનના, દોષ દિલ ન આણો;
ઘેલાં ગાંડાં, જરૂર શિવજી, છોકરાં સૌ તમારાં,
ભોળાશંભુ, વિમળ મતિ દો, પાપ કાપો અમારાં.

### વસંતતિલકા.

ભોળા ખરે શિવ તમે ચિતમાંહિ ભોગા,
હેતે ધરો શરીર ઉપર ભસ્મ ગોળા;
ઝાઝી જટા શિરવિષે ધરી તેજવાળી,
પામું અપાર સુખ એ વપુ દિવ્ય ભાળી.

## શિવપ્રત્યે—માલિની.

શિવ શિવ શિવ ભોળા, આવીયો દ્વાર તારે,
હર હર હરિ પાપો, તું વિના કોણ તારે;
અતિ અતિ શિવ કીધાં કાર્ય કુડાં તથાપિ,
નહિ નહિ નહિ દીધાં, કષ્ટ શંભુ કદાપિ.

### વસંતતિલકા.

હે વિશ્વપાળ વિનતી સુણજો અમારી,

દીસો દયાળ જગમાં અતિ ઉપકારી;
ભક્તિકરૂં ભવનમાં ભયથી ઉગારો,
હે સોમનાથ શિવ સેવકછું તમારો. ૧
સર્વે સ્થળે સુખકરો દિલના દયાળી,
આશા સદાય પરિપૂર્ણ કરો કૃપાળી;
શાન્તિ કરી સકળ સંકટને નિવારો,
હે ચિંતનાથ શિવ સેવકછું તમારો. ૨
હે જગતપાળ જગમાં કરૂં કાર્ય સારૂં,
નિર્વિઘ્ન ધ્યાન મનમાં ધરૂં હું તમારૂં;
હેતે વડા વિઘ્નથી તું ઉગારનારો,
કેદારનાથ શિવ સેવકછું તમારો. ૩
જાણીમુજી દિલવિષે કરૂં દુર્વિચાર,
તેની ક્ષમા નહિ મળે મુજને લગાર;
એવો દિસે નિયમ ઉત્તમનાથ તારો,
હે વૈજનાથ શિવ સેવકછું તમારો. ૪
સ્વિકારજો સ્તવન આ શિવ સૃષ્ટિ ભર્ત્તા,
નિઃશેષ ક્લેશ હરજો વિભુ વૃષ્ટિકર્ત્તા;
વિજ્ઞાનદાન અમને તુજ આપનારો,
હે નીલકંઠ શિવ સેવકછું તમારો. ૫
હું જ્ઞાનહીન અતિ શંકર ત્રિપુરારી,
ભક્તિની જુક્તિ નહિ નાથજ જાણું સારી;
કામાંધ થૈ શિવકરૂં અતિ દુર્વિકારો,

હે ભીમનાથ શિવ સેવકછું તમારો. ૬
રક્ષાકરો રજનીએ શિવજી અમારી,
સંભાળ લો દિવસના વળી સુખકારી;
તારો ગરીબજન હું ગ્રહી હાથ મારો,
શંભુ સદાય દિન સેવકછું તમારો. ૭
શાન્તિકરો નિશદિને શિવ સોમનાથ,
પ્રલોકજો અઘ સહુ નમુ જોડીહાથ;
મ્હાલ્લુણ હોઈ મહિમાં મુજને ઉગારો,
હે પ્રેગનાથ શિવ સેવકછું તમારો, ૮

## શિખરણી.

અહો શંભુદેવા, ઉરથકી વિસારૂં નહિ કદા;
કરૂં તારી સેવા, જરુર સુખ પામું અહિં સદા;
પ્રભુતારી માયા, લઘુ મતિ થકી શી ગણી કહું,
મહા પાપી હુંછું વાદગિ, તું દયાળી વસી રહું. ૧
નહીં પાળું નીતિ, પરમ ઈશ બોલું જુઠ બહુ,
ખરો અજ્ઞાની હું, અઘટિત કરતાં નવ ડરૂં;
સદા શાન્તાકારા, નિશદિન નમું ના શિવ તને,
કરી ભક્તિ ના મેં, કહી જગતમાં નિશ્ચલ મને. ૨
કરી ચોરી ચાડી, કપટ કરતાં હું નહિ ડર્યો,
પ્રભુ સંસારે મેં, કુકરમ કરીને જર કર્યો;
ગુમાવી દીધોછે, બખત વિભુ મેં આળસ વિષે,
જુવાનીમાં છાકી, મલિન મતિ રાખી મન વિષે. ૩

ભકાઇ મારગમાં, નહિ કહિ પ્રભુ પાછળ પડ્યો,
કરી નિંદા સૌની, કુકરમતણો ઘાટજ ઘડ્યો;
કર્યા ઠઠ્ઠા ઠાલા, ઠગ બની ઠગ્યો સર્વ જનને,
વિસારી દીધા મેં, વિભુ વિષય મધ્યે રહ્યો તને, ૪
તથાપિ હે દેવા, દિનપર દયા તેં બહુ કરી,
દયાળુ દાતારે, અહરનિશ આપ્યું સુખવળી;
અહો શંભુ આજે, વિમલ મતિ આપો રસભરી,
વદુ છું હું દેવા, તગ સમિપ આવી શિશ ધરી. ૫

## શિવપ્રત્યે—વસંતતિલકા.

તેંતો રચ્યું જગતને સર સિંધુ સારા,
તેંતો રચ્યાં નભ નદી શશિ સૂર્ય તારા;
તેંતો સૃજ્યાં જગતમાં નરનાર પ્રાણી,
શંભુ કરૂં સ્તવન હું શુભ સ્નેહ આણી. ૧
તેંતો ભર્યું ભુવનમાં ધન ધાન્ય ભારી,
તેંતો રચી તરૂથકી નગ સૃષ્ટિ સારી;
તેંતો રચ્યાં કુસુમને ફળ તત્વ પાણી,
શંભુ કરૂં સ્તવન હું શુભ સ્નેહ આણી. ૨
તારા બળે ગગનમાં બહુ મેઘ ગાજે;
તારાવડે વિજળીના ચમકાર વાજે;
તારાવડે ઉછળતું ઉદધીનું પાણી,
શંભુ કરૂં સ્તવન હું શુભ સ્નેહ આણી. ૩
તારાવડે શશિ રવી ઉદયાસ્ત થાય,

તારાવડે જગ લિલા સઘળી જણાય;
તારાવડે જન વદે રસવાળી વાણી,
શંભુ કરૂં સ્તવન હું શુભ સ્નેહ આણી. ૪
તારાવડે ઉદકમાં અતિ નાવ ચાલે,
તારાવડે તરૂ તથા ફૂલ પાન હાલે;
વંદે તને ભુવનમાં જન શ્રેષ્ઠ જાણી,
શંભુ કરૂં સ્તવન હું શુભ સ્નેહ આણી. ૫
તારી કૃપાથકી સદા જન મુક્તિ પામે,
તારી કૃપાથકી વળી ભયથી વિરામે;
તારાવડે મલિન "ધી"[1] લય થૈ પ્રમાણી,
શંભુ કરૂં સ્તવન હું શુભ સ્નેહ આણી. ૬
તારાવડે જગતમાં જન દેહ પામ્યો,
તારાવડે સુજનને શુભ લાભ જામ્યો;
તારાવડે મળી મને સુખ મિષ્ટ વાણી,
શંભુ કરૂં સ્તવન શુભ સ્નેહ આણી. ૭
તેંતો કર્યાં સકળ કારણ મિષ્ટ મવા,
તેથી કરૂં વિનયથી શુભ આજ સેવા;
સ્હાસુખ થાય મુજને ઉર એમ જાણી,
શંભુ કરૂં સ્તવન હું શુભ સ્નેહ આણી. ૮

## માલિની વૃત.

ગહન મતિ તમારી, ગુણવંતા ઘણીરે,

---

૧. બુદ્ધિ

અનુપમ બળ તારૂં, વિશ્વના ઓ ધણીરે;
લલિત લલિત લીલા, શોભતી જેહ સારી,
ભવ ભય હરનારા, શક્તિ એ છે તમારી. ૧
જય જય સુદમાતા, વાણી આપો રસાળી,
જય જય રસદાતા, થાય કીર્તિ યશાળી;
સમય સમય સારે, આવજો શીઘ્ર વા'રે,
જરૂર જગતમાં રે, તું વિના કોણ તારે. ૨
હર હર હર શંભુ, ન્યારી તારી ગતી છે,
હર હર હર શંભુ, ન્યારી તારી કૃતી છે;
હર હર હર શંભુ, રૂપને ગુણ ન્યારાં,
હર હર હર શંભુ, નામ ન્યારાં તમારાં. ૩
પ્રણિપત શિરનામી, વારવારે કરૂં છું,
ભવ ભયહર તારી, મ્હેરથી હું તરૂં છું:
અજર અમર તારી, ભક્તિથી ભૂખ ભાગે,
અચળ વિમળ વાણી, ભાવથી ભક્ત માગે. ૪

## અનુષ્ટુપ.

સોમનાથ સદા સૌને, ધૈર્યતા અતિ આપજો;
દીન જાણી દયાળુરે, કષ્ટ સૌ શિવ કાપજો; ૧
સુખ આપી સદા સૌને, સંપ શાન્તિ બધે કરો;
દીર્ઘ આયુષ્ય આપીને, રોગ ને ભય સૌ હરો. ૨

———:*:———

## ગરબી.

"મા તુ પાવાની પટરાણી ભવાની મા કાળકારે" લોલ—એ રાગ

શિવજી સ્નેહ સહિત સૌ આજ, સખી સાથે મળીરે લોલ;
શિવજી પ્રેમથી લાગી પાય, સ્તવન કરતી વળીરે લોલ.
શિવજી દાસી સર્વ તમારી, અતિ અજ્ઞાનમાંરે લોલ;
શિવજી જ્ઞાન ન સારાસાર, રહે ગુલતાનમાંરે લોલ.
શિવજી કુડ કપટ કેર દુર, સદા મુજ ચિત્તથીરે લોલ;
શિવજી ધરૂં તમારૂં ધ્યાન, સદા શુભ રીતથીરે લોલ.
શિવજી જીભે જુઠું વેણ, કદી નહિ ઉચરૂંરે લોલ;
શિવજી તો સુખથી સંસાર, તરી હું ઉતરૂંરે લોલ.
શિવજી સેવા કરૂં નિત સારી, એવી મતિ આપજોરે લોલ;
શિવજી મલિન મતિ સુધારી, કોટી દુઃખ કાપજોરે લોલ.
શિવજી મહીમાં મદ મોહ કામ—થી દુર રખાવજોરે લોલ;
શિવજી મોક્ષ થવાનો માર્ગ, બધાંને બતાવજોરે લોલ.
શિવજી વિનયની વાણી રોજ, વદનથી વદાવજોરે લોલ;
શિવજી મન તનથી શુભ કાજ, હમેશ કરાવજોરે લોલ,
શિવજી દીન જાણી સૌ દોષ, સદા વિદારજોરે લોલ;
શિવજી અબળાની આ અરજ, સ્નેહે સ્વીકારજોરે લોલ.
શિવજી અવગુણ છે અથાગ, તેતો તમે જાણતારે લોલ;
શિવજી તોપણ દયા અપાર, દાસીપર આણતારે લોલ.
શિવજી સુંદરી જાતને સુખ, આપ્યું સંસારમાંરે લોલ;
શિવજી તોપણ નબળી નાર, ફરે કુવિચારમાંરે લોલ.

શિવજી બુદ્ધિહીણી બાળ, વધુ શું બોલીએરે હોલ;
શિવજી તમ પ્રતાપે તિમિર, અંતરનું ખોલીએરે લોલ.
શિવજી તમ પ્રતાપે આજ, સહુ પીડા ટળીરે લોલ;
શિવજી કંથ ભરે અમ પેટ, એથી સુખશું વળીરે લોલ.
શિવજી તોપણ મુંડી નાર, ભજે ના ભાવથીરે લોલ;
શિવજી સ્વામીને સંતાપે, અતિ અભાવથીરે લોલ.
શિવજી ભ્રષ્ટ પડ્યો અવતાર, ભુંડી જે ભામનીરે લોલ;
શિવજી ગુણ તમારા ન ગાય, કહું નહિ કામનીરે લોલ.
શિવજી મ્હાસુખ મળે પરલોક સુંદરી સજાતનેરે લોલ;
શિવજી એવાં કૃત્ય કરાવો, સૌ સાધનેરે લોલ.

## આરતી.

જૈય શિવ જય શિવ જય સંકટહારી શિવ જય સંકટહારી,
સેવક જન સઉ તારાં ॥૨॥ સેવા કરે સારી—જય શિવ.
શ્રી શંકર સાક્ષાત, છો દીલના ભોળા; ॥ ૨ ॥
ભાવે ભસ્મ તણા શિવ ॥૨॥ ગ્રહણ કરો ગોળા.—જય.
આસન છે વાઘાંબર, શ્વેતામ્બર સારૂં. ॥ ૨ ॥
ગંગ બીરાજે શિરપર ॥૨॥ એવું બળ તારૂં— જય.
નંદી પીઠપર શિવ, વાહન છે તારૂં. ॥ ૨ ॥
કંઠે રૂંઢમાળા જોઈ ॥૨॥ મન મોહ્યું મારૂં— જય.
ત્રિલોચન ત્રિપુરારી, છો સૃષ્ટિ ભર્તા; ॥ ૨ ॥
કૈલાસે રહી કોટીક ॥૨॥ તપ શિવજી કર્તા— જય.

અજ્ઞાની હું બાળ, ભક્તિ કદી ન કરૂં; ॥ ૨ ॥
જોર જુવાનીનું જોઇ ॥૨॥ મદ મનમાંજ ધરૂં— જય.
વિમળ મતિ વિવેક, ડા'પણ દો ભારી; ॥ ૨ ॥
ક્ષમા કરી સૌ દોષો ॥૨॥ લેજો ભવ તારી. જય.
સ્તવન કરી નિશદિન, પાય તને લાગું ॥ ૨ ॥
રસવાળી દો વાણી ॥૨॥ એ વર વિભુ માગું— જ
આરતી ગાશે જેહ, સેવક જન સારા; ॥ ૨ ॥
મહાસુખ પામે મહીમાં ॥૨॥ સેવક સૌ તારા.— જય.

## ગરબી.

આવો આવો શિવશંકર ભોળા—એ રાગ.

સેવો સખી શંકર સુખકારી;
જેથી થાય દહન દુઃખભારી—સેવો સખી શંકર.
શાણી સખી સ્નેહ સહિત આજે,
આવો ગીત રૂડાં ગાવા કાજે;
જેથી ભવસંકટ સઉ ભાજે. સેવો.
ભાવે ભોળા શંકરને ભજવા;
કરી સ્નાન શણગાર શુભ સજવા;
વળી દીલથી દુર્ગુણ તજવા. સેવો.
અભિમાન અંતરથી છોડી,
કરો શિવ સ્તવન કર જોડી;
જેથી જગમાં રૈ' અમર જોડી. સેવો.

સદા સુખ શંકર તો આપે,
કોટી કષ્ટ સેવકનાં કાપે;
અમર નામ અવનિમાં થાપે. સેવો.
લખું અતિ લાભ તમે લેવા,
સદા કરો શંકરની સેવા;
મળે જેથી મનગમતા મેવા. સેવો.
ફરી ફરી મનુષ્ય અવતાર,
નહિ મળે મહીમાં નિરધાર;
માટે ભજો શિવને આ વાર. સેવો.
જ્યારે જમ જીવને લેઈ જાશે,
ત્યારે શિવ સ્તવન ક્યાં થાશે;
પુરો તદા જીવ ત્યાં પસ્તાશે. સેવો.
જેઓ ધ્યાન ત્રંબકનું ધરશે,
તેતો ભવસાગરથી તરશે;
જેથી શુભકારજ તો સરશે. સેવો.
શંભુજીના ગુણ ઘણા ગાશે,
તેના દિન મ્હા'સુખમાં જાશે;
વળી ધન સંતતિતો થાશે. સેવો.

## આરતી.

જય ગંગાધર હરહર જય ગિરિજા રમણા, શિવ જય ગિરિજા રમણા;
કૃપા કરીને રક્ષણ (૨) કર શંકર ક્ષણ ક્ષણ, હર હર મહાદેવ. ૧

કૈલાસે ગિરિ શિખરે કલ્પતરૂ વનમાં, શિવ કલ્પતરૂ વનમાં;
ભ્રમર કરે ગુંજારવ, (૨) સુંદર ઉપવનમાં. હર હર. ૨
બોલે સુંદર હંસ કોયલ રાગ કરે, શિવ ટોકા મધુર કરે;
મોર કળા ફેલાવી, (૨) થનનન ફેરા ફરે. હર હર ૩
એવા મનહર સ્થાને, રત્ન જડિત ભુવને, શિવ રત્ન જડિત ભુવને;
ગૌરી સાથ વિરાજી, (૨) ખુશ કરતા તમને. હર હર. ૪
આભૂષણ ધરિ અંગે, પ્રસન્ન મન કરતાં, શિવ પ્રસન્ન મન કરતાં;
ઈંદ્રાદિક સૌ દેવો, (૨) પ્રેમધરો નમતા. હર હર. ૫
ઉલ્લાસે સુરનારી તમ સામે નાચે, શિવ તમ સામે નાચે;
કિન્નર સુ સ્વર ગાયન, (૨) કરી હૃદયે રાચે. હર હર. ૬
ખિલિલાંગ ધિતિલાંગ થૌમ થૌમ થુમ્ થુમ, મૃદગનાદ થતા, શિવ;
કનનં કનનં વેણું, (૨) સુસ્વર નિકળતા. હર હર. ૭
છનનં છનનં છમ્ છમ્ નૂપુર નાદ કરે, શિવ;
પુદડીઓનાં ચક્કર, (૨) મુગ્ધા બાળ ફરે. હર હર. ૮
ઝુપ ઝુપ તાં તાં ઝુપ ઝુપ તાલ તહીં વાગે, શિવ;
અગુંઠા તર્જની એ, (૨) નાદ રૂડા લાગે. હર હર. ૯
કપૂર સરિખું તેજ, પંચમુખે રાચે, શિવ પંચમુખે રાચે;
શશી શેખર ત્રણ ચક્ષુ, (૨) કંઠે અહિ નાચે. હર હર. ૧૦
જટા સુશોભિત કેશ, અગ્નિ ભાલ વિશે, શિવ;
ડમરૂ ત્રિશુળ ખપ્પર, (૨) સુંદર શસ્ત્ર દિસે. હર હર. ૧૧
શંખ નાદની સાથ, ઝાલર ઝણકારે, શિવ ઝાલર;
વેદ ભણી બ્રહ્માદિક, (૨) ગુણ ગાયન ધારે. હર હર. ૧૨

ચરણુ કમળનો સ્પર્શ, હૃદય વિશે કરતા, શિવ;
વારંવાર નમીને, (૨) સુરજન નિરખતા. હર હર. ૧૩
જનોઈ સ્થાને નાગ, ખોપરિની માળા, શિવ;
ડાબે પડખે ગૈ રી, (૨) રૂપવતી બાળા. હર હર. ૧૪
સર્વાંગે ધરી ભસ્મ, શોભા અતિ આપે, શિવ;
બ્રહ્મ ધજાની કાંતી, (૨) તાપ ત્રિવિધ કાપે. હર હર. ૧૫
આરતિ સમયે ધ્યાન, હૃદય વિશે ધરશે, શિવ;
મસ્તક નામી પ્રણુમત, (૨) શિવને જે કરશે. હર હર. ૧૬
ત્રિપુરારીનો પાઠ, નિત નિત જે સ્મરશે, શિવ;
સ્નેહ ધરી સાંભળશે, શિવરૂપ થઈ ઠરશે. હર હર. ૧૭



# સુબોધ ગ્રન્થાવળી નંબર ૩ જાનો વધારો.

## ઇશ્વર સ્તુતિ.

હે પ્રભુ ! તેં આ જગતમાં મને પ્રાણી વર્ગમાં અત્યુત્તમ પંક્તિમાં મૂક્યો છે. એમ બીજાં પ્રાણીનાં લક્ષણો સાથે સરખાવતાં માલમ પડે છે. જેમ મને હાથ-પગ-આંખો-કાન-મોં વગેરે આપ્યાં છે. તેમ બીજાં પ્રાણીને પણ આપ્યાં છે, પરંતુ મારા ઉપર અત્યંત દયા કરી મને વાચા એટલે બોલવાની શક્તિ આપી છે; તેથી જ્યારે જ્યારે મને દુઃખ થાય છે અને ભુખ-તરસ લાગે છે ત્યારે ત્યારે વાચાએ કરી બીજાં પાસેથી મદદ મેળવી દુઃખ-ભુખ-તરસ વગેરે દૂર કરી શકુંછું. બીજાં પ્રાણીથી વાચા વગર પોતાને થતુ દુઃખ બીજાને કહી શકાતુ નથી, તેમ જ ભુખ-તરસ લાગે છે ત્યારે પોતાનાં જીવન પદાર્થ માગી શકાતાં નથી; તેથી અપાર કષ્ટ વેઠવું પડે છે. આવી રીતે અન્ય પ્રાણીનાં લક્ષણો તરફ દ્રષ્ટિ કરતાં હે મહા પ્રભુ ! તેં મારા ઉપર ઘણીજ કૃપા કરી છે એમ સિદ્ધ થાય છે. તારી તરફથી આવી રીતે મળેલી કૃપાપાત્ર બક્ષીસનો બદલો મારે યથાશક્તિ આપવોજ જોઇએ, એ આ દુનિયામાં મારૂં પહેલું કર્તવ્ય છે, એટલે તેં મને જે વાચા આપી છે તે વાચાએ કરી મારે તારી ઉપાસના કરવી,

અને સદાકાળ તારૂં અંતઃકરણ મારા પ્રત્યે નિર્મળ રહે તેવી રીતે હું ચાલું એજ મારૂં મુખ્ય કર્તવ્ય છે એમ હું જાણું છું.

અહો ! અવિનાશી ! તેં મને વાચા આપી છે, એટલુંજ નહિ, પણ મારા સુખને માટે હવા–અનાજ-પાણી અને બીજા અનેક પદાર્થો તૈયાર કરી રાખ્યા છે. વળી સકળ સૃષ્ટિનું તિમિર દૂર થવા સૂર્ય ચંદ્ર-ગ્રહો-ઉપગ્રહો ઉત્પન્ન કર્યા છે અને તેઓ પણ તારી ગહન ગતિથી, પોતાની મેળે અહોનીશ ભ્રમણ કરી પૃથ્વી ઉપરનાં પ્રાણીને આનંદ આપે છે.

વળી એકજ જાતનો આહાર કરવાથી માણસનું મન કંટાળી જાય એમ જાણી હે વિશ્વંભર તેં જુદી જુદી જાતનાં પુષ્કળ અનાજ તથા ફળ ફળાદિ તૈયાર કર્યા છે. અને અનિયમિતપણે ખેરાક લેવાથી શરીરને અનેક જાતની વ્યાધી પીડા કરે તે દૂર થવા તેં અગાઉથીજ મોટા મોટા પહાડો ઉપર અને જંગલોમાં પુષ્કળ વનસ્પતિ તૈયાર રાખી છે. માણસનું મન ઉદ્યમ કરવાથી અથવા શરીરને થતી વ્યાધીની પીડાથી કંટાળી જાય, ત્યારે ઉદાસી આત્માને આનંદ પામવા જુદી જુદી જાતના મેવા અને મહા સુગંધીદાર પુષ્પો તૈયાર રાખ્યાં છે. આ [illegible] તે હે સચરાચર મહા પ્રભુ ! તેં માણસ જાતના [illegible] માટે અગાઉથીજ ઘણી સંભાળ રાખી

છે. હાથી-ઘોડા-ગાય-બળદ વગેરે અનેક પશુ-પક્ષીને ઉત્પન્ન કરવાનું કારણ માત્ર માણસ જાતને સુખનાં સાધન મેળવવામાં સહાય ભુત થવા માટેજ છે. હે વિશ્વવ્યાપી! તેં અમારા સુખને માટે આટલી બધી ગોઠવણો કરીમુકીછે, તે છતાં અમે અજ્ઞાન પ્રાણી સંસારના મોહ પાસમાં પડી એક ઘડીવાર તારા ગુણનું સ્મરણ કરતા નથી અને પ્રપંચ કરવામાં તારાથી લેશ માત્ર ડરતા નથી; એ અમારી ખરેખરી મુર્ખતા છે.

હે પ્રભુ ! આ સમયે મારૂં મન સંસારનાં અન્ય કાર્ય કરવા તરફ નહિ લાગતા માત્ર તારા ગુણનું સ્મરણ કરવામાં લાગેલું છે. હું મારી અલ્પ મતિથી તારી જે જે ઉપાસના કરૂં તે શ્રવણ કરી, મને સદાનો તારો શુભ સેવક જાણી સદા મને સુમતિ આપજે. કોઇને દગો દેવાનો, કોઇને વિશ્વાસઘાત કરવાનો, કોઈનું દ્રવ્ય હરી લેવાનો, તેમજ કોઇને દુઃખી કરવાનો દુષ્ટ વિચાર મારા અંતઃકરણમાં લાવીશ નહિ. ચોરી-ચાડી-જારી-જુઠ-કુસંપ-કલેશ-દુર્વ્યસન વગેરે દુષ્ટ કર્મોથી દૂર રહી શુધ્ધ અંતઃકરણથી તારી ઉપાસના કરૂં તો હે ન્યાયી પ્રભુ ! તું મને આ ભવસાગરથી મુક્ત કરીશ એમ આશા છે. શુદ્ધ અંતઃકરણ વગર તારી કરેલી ઉપાસના નિરર્થક છે. માટે સદાકાળ મારૂં અંતઃકરણ શુદ્ધ રાખજે. તારી કૃપા વિના શુદ્ધ અંતઃકરણ રહી શકે

તેમ નથી, કારણ કે આ સંસારમાં મોહ ઉપજાવનારી અનેક વસ્તુઓ નજરે પડે છે. તેમાં લક્ષ્મી અને અબળા એ મુખ્ય ગણાય છે. એ મોહરૂપ મુખ્ય વસ્તુ મેળવવામાં ભૂમિ સહાયભુત થાય છે એટલે લક્ષ્મી-અબળા અને ભૂમિ એ ત્રણ વસ્તુ સમ્પાદન કરવાના લોભને લીધે મન કોઇ કોઇ સમે ભ્રમિત થઇ જાય છે અને અંતઃકરણ શુદ્ધ રહેતું નથી. માટે હે દયાળુ પ્રભુ ! તને પ્રેમપૂર્વક પ્રણામ કરી એટલી પ્રાર્થના કરૂંછું કે નિરતર મારૂં મન શુદ્ધ અંતઃકરણથી તારી ઉપાસના કરવામાં રોકાઇ રહે, અને સંસારીક કર્મ કરવામાં આડે રસ્તે દોરાતાં સદા તારો ભય રહે એવી મતિ આપજે. મને ત્રિવિધિ પાપથી મુક્ત રાખજે. હે પ્રભુ ! તારી કૃપા વિના આ સંસારમાં એક ક્ષણવાર જીવી શકાય તેમ નથી. તારી કૃપા મારા ઉપર ઘણી છે એમ મને તારાં આપેલાં સુખથી જણાઇ આવે છે. આ સંસારમાં ઘણાં માણસો અપંગ-અંધ-મુગા અને અન્ન વસ્ત્ર વગરના ઘરબાર રહીત નજરે પડે છે. અને મને હે પરમકૃપાળુ પરમેશ્વર, તારી પૂર્ણ પ્રસાદીથી એ પીડા લેશમાત્ર પડતી નથી. આવી રીતે મારા ઉપર કૃપાદ્રષ્ટિ રાખ્યા છતાં જો હું તારી ઉપાસના ન કરૂં તો પછી આ સસારરૂપી તોફાની મહાસાગરમાંથી તરી નહિ જતાં ડુબકાં ખાયાં કરૂં, અને છેવટે મહાસાગરને તળીએ જઇ બેસું એટલે સંસારની મોહજાળમાં પડી લોભ-પ્રપંચ ક

"અનેક ઉપાધીને લીધે શરીર પીડા ભોગવું અને છેવટે ન-ર્કાધીન થાઉં તેમાં તારો શો દોષ? કંઈજ નહિ. માટે હે અંતર્યામી તું સદા મને સત્સંગ કરાવજે કે જેથી મારૂં મન વિશુદ્ધ થવા પામે નાહે. અમારાથી અજાણુમાં જે જે પાપ થયાં હોય તેની માફી આપજે, હું અગાઉ ક-રેલાં પાપ કર્મનો પસ્તાવો કરૂં અને હવે પછી એવાં પા-પકર્મ ન કરૂં એવી મતિ સદાકાળ આપજે. તું બહુ દ-યાળુ અને ક્ષમાવાન છું તેથી મને તારો પૂરો ભરોંસો છે. મારી આ પ્રાર્થના કરેલી તું અંગિકાર કરીશ. શા-ન્તી, શાન્તી, શાન્તી.

તથાસ્તુ.

